# ભામિનીભૂષણ ગરબાવળી.

પ્રસિદ્ધ કર્ત્તા

નાનાભાઈ લાલભાઈ વકીલ.

[illegible], સુરત.

સુરત [illegible]ાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'અનાવિલ' પ્રીન્ટીંગ
પ્રેસમાં રઘુભાઈ લલ્લુભાઈ દેશાઈએ છાપી.

સને ૧૯૨૬.

# નિવેદન.

પરમકૃપાળુ પરમાત્મ સ્વરૂપ શ્રીમન્નૃસિંહાચાર્યજી રચિત ભામિનીભૂષણના પુસ્તકો સર્વને જાણીતાં છે. એ પુસ્તકો રચીને તેઓશ્રીએ જન સમાજ પર મહાન ઉપકાર કર્યો છે. એ પુસ્તકોમાં સમાયલા જ્ઞાન અને બોધથી અનેક સ્રી પુરૂષોનાં જીવન સુધરી ગયાં છે. અને તેઓ પોતાનો વ્યવહાર તથા પરમાર્થ એક વખતે બહુ સારી રીતે સાધી શકયા છે. એ જ્ઞાન અને બોધની પ્રસાદીરૂપે જ્ઞાતિજનોને જ્ઞાતિના ફંડોદ્વારા કાંઇક આપવાનો શુભ યોગ પ્રાપ્ત થયો છે તેથી હમોને હર્ષ થાય છે. છેલ્લા બે પદોથી શ્રીમદ ઉપેંન્દ્ર આચાર્ય ભગવાન તરફથી વેહતા અસ્ખલીત જ્ઞાન અને આનંદના ઝરાનું પાન કરાવ્યું છે. જ્ઞાતિની સ્રીઓમાં જ્ઞાન અને ભક્તિના સંસ્કારો વધારે જાગૃત થાય એ આ અલ્પ પ્રયત્નનો હેતુ છે; અને એથી થોડાપણ જ્ઞાતિજનોના જીવનમાં ફેરફાર થશે તો આ પ્રયત્ન સફળ થયલો ગણાશે.

તા. ૧૭—૯—૨૬. ના. ભા. વકીલ.

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# ભામિનીભૂષણ ગરબાવળી.

( ૧ )

પ્રથમ નમું પરમેશ્વર તમને, જગતપતિ સુખદાતા જી;
વેદ ને શાસ્ત્રપુરાણ મળીને, રાત્રદિવસ ગુણ ગાતા; બુદ્ધિ આપો જી.
યોગી ઋષિ મુનિ ને તપસી જે, વનમાં જઈને રહેતા જી,
તે પણ સિદ્ધિ ધારી મનમાં, નામ તમારું લેતાં; બુદ્ધિ આપો જી.
હું સંસારી અબળ ગણાઉં, યોગધ્યાન ના જાણું જી,
નામ તમારું હરખ ધરીને, સમરું વાતાં વહાણું; બુદ્ધિ આપો જી.
પાપવડે મારી આ બુદ્ધિ, દુર્બળ થઈ છે આપ જી,
પાપતણું ફળ આ દુઃખ ભારે, દે છે મુજને તાપ; બુદ્ધિ આપો જી.
દુર્ગુણ સઘળા છૂટે મારા, સર્વ શમે પરિતાપો જી,
કરી કરુણા સત્વર પ્રભુ મુજને ચરણસમીપે સ્થાપો; બુદ્ધિ આપો જી.

( ૨ )

વિશ્વાધાર વિનતી ઉર ધરજો, દયા ધરી દિલ આજ જી,
દિનદિનપ્રત્યે દુઃખ રોતાં તો, આવે મુજને લાજ, દુઃખડાં કાપો જી.
ધન વિદ્યા તન બળ નથી મારે, નથી સગાનું જોર જી,
આશ્રય તો નથી અવર કોઈનો, તમપર રાખું તોર; દુઃખડાં કાપો જી.
પ્રાતઃ થતાં ચિંતા પેસે છે, અન્ન વસ્ત્રની મોટી જી,
બીજા પણ સઘળા વિષયોની, ઇચ્છા ઉપજે ખોટી; દુઃખડાં કાપો જી.
રંકરાય સઉને આપો છો, નથી એ વાત અજાણી જી,
તો પણ અણવિશ્વાસવડે હું, હાય હાય વદું વાણી; દુઃખડાં કાપો જી.
હરઘડીએ આ વાત વિષયની, મન આણી દુઃખ પામું જી,
વિશ્વપતિ સંતોષ દિયો હું, ચરણે મસ્તક નામું; દુઃખડાં કાપો જી.

( ૩ )

સખી દુર્ગુણ સઉ ત્યજિ દઈએ, શરણ પતિ સદ્‌ગુરુને રહીએ, સખી૦ટેક.
કદીએ ક્રોધ નહિ કરીએ, ક્ષમા બહુ અંતરમાં ધરીએ;
ધીરે રુડાં વચનો ઉચ્ચરીએ, કે સખી૦

કઠણ વેણ પતિને નવ કહીએ, પતિ કહે તે મારગ વહીએ;
પતિને પરમેશ્વર લહીએ, કે સખિ૦

ઇચ્છા ભુંડી નવ કરીએ કદીએ, નિર્લજ્જ થઈ નવ ન્હાવું નદીએ;
ગાળો ત્યજી 'હરિ ગુરુ' મુખ વદીએ, કે સખિ૦

રાજી નવ થાવું કદી કજીએ, કે શણગાર સદ્‌ગુણના સજીએ;
કે હઠ ઘરઘરેણાંની ત્યજીએ, કે સખિ૦

પિયરમાં ઝાઝું નવ જઈએ, બીજાનાં ઓઠાં નવ લઈએ;
કે મનહર પતિને પ્રિય થઈએ, કે સખિ૦

( ૪ )

(આ) જગદીશ્વરને નમીએ સર્વે હેતથી,
જેથી ભવમાં દુઃખ નડે નહિ લેશ જો;
રાત્રિદિવસ ગુણ ગાતાં એ જગદીશના,
શમશે જીવના જન્મમરણના ક્લેશ જો; જગદીશ્વરને૦ ૧
જગમાં જન્મી જોવા અવગુણ આપણા,
એ છે સઘળા કુળવાનોની રીત જો;
નિચ કુળના નિરખે છે અવગુણ પારકા,
ગુણી જનના ગુણ ટાળિ વદે વિપરીત જો; જગદીશ્વરને૦ ૨
એવા પાપી જન પ્રભુને કેમ પામશે,
શાણા જન સઉ જુઓ વિચારી મન જો;
વળિવળિ અવગુણ વહોરે ઉંધી બુદ્ધિના,
પરને પીડા કરવા ખરચે ધન જો જગદીશ્વરને૦ ૩
પોતાનું શુભ ઇચ્છો તો આ માનજો,
છેલ્લું વેણ કહું છું આણી વાલ જો;
મનહર સર્વેશ્વરશું પ્રીતિ બાંધજો.
નહિ તો માથે વહેશો દુઃખનાં સાલ જો; જગદીશ્વરને૦ ૪

( ૫ )

જીવ જંજાળી, આ જગજાળવિષે પડી, આપ વિચારને,
બુધ કયાં બાળી, મોહે ખાઇશ યમપારધિના મારને. ટેક.
શિદ પાપે પેટ ભરે તારું, મૂરખ કરિને મારું મારું,
કેમ જાણે નહિ જગસુખ ખારું? જીવ જંજાળી૦ ૧
તું કોણ અને કયાંથી આવ્યો? તને કોણે આમાં સપડાવ્યો?
(કેમ) એ વિચાર તુજને નવ ભાવ્યો? જીવ જંજાળી૦ ૨
માતતાત સંબંધી સગાં તારાં, વખાણે ગણિને સારાં સારાં,
પછિ કેમ મરે કરી અકારાં? જીવ જંજાળી૦ ૩
સમજે તો હું મારું ત્યજીને, સાચા સદ્‌ગુરુપદને યજિને,
મનહર જગદીશ્વર નિત ભજિને; જીવ જંજાળી૦ ૪

( ૬ )

સખી જગત્‌માં જનમીને શું રળ્યાં જો,
દુઃખ વેઠીએ પણ કરમ કુડાં ના ટળ્યાં જો. સખી૦ ૧
ઘડીએ ઘડીએ આપણ વેણ જૂઠાં બોલીએ જો;
પાપપુણ્ય શું તે મનમાં નહિ તોળીએ જો સખી૦ ૨

નિંદા લોકની કરંતાં નવ લાજીએ જો,
કરતાં વાત માંહોમાંહે વઢી બાઝીએ જો. સખી૦ ૩
આપણુ છોકરાંને સુબોધ શું આપીએ જો,
આપણુ પતિને તો અધિક સંતાપીએ જો. સખી૦ ૪
ધણી વેણ કહે તે આપણુ નથી પાળતાં જો
દોષ આપણા પણ આપણુ નથી ભાળતાં જો. સખી૦ ૫
નથી સદ્‌ગુરુનો બોધ કાને સાંભળ્યો જો,
મનમાંથી હજી ક્રોધ તો નથી ટળ્યો જો. સખી૦ ૬
કદી ઈશ્વરનું નામ નથી બોલતાં જો
ભજી સદ્‌ગુરુને હૃદય નથી ખોલતાં જો સખી૦ ૭

( ૭ )

( સીતાજીના મહિનાની લય )

હે સર્વેશ્વર ધરી મહેર, સુમતિને સ્થાપજો;
ઘર ઘર વર્તે છે કેર, તે દુઃખ સહુ કાપજો
નરનારીની જોડ જગેશ, જગત્માં લાવીને;
આપી સંગી વિરોધી શીદ, મારો છો તાવીને?
વદું વિનતિ વારંવાર, સુસંગી આપજો;
સદ્‌ગુણ સહુના ઉરમાંહિ, ઉમંગે છાપજો.
પતિપત્નિ લિયે સુખ સાર, પ્રજા પણ સુધરે;
જેથી ભજિ તમને હે ઇશ, જીવો આ ઉદ્ધરે.
વ્યવહાર સુધારીને સુખ, દિયો વ્યવહારનું,
તમ ભક્તિ વધારીને દુઃખ,—ટાળો યમમારનું.
અવધિએ અરજ છે એ જ, દુઃખદ દુર્ગુણ હરો;
મનહર અબળાના તાપ શમાવી સુખ કરો.

( ૮ )

સખી જન્મી જગત્માં રે, કે દુર્ગુણ દૂર કરવા,
લઇ સમજણ સાચી રે, કે સદ્‌ગુણ ઉર ધરવા.
છે મોંઘો મળવો રે, કે જન્મ મનુષ્યતણો,
છે વહેલો ટળવો રે, કે તેથી અમૂલ્ય ગણો.
નિત્ય જોવું વિચારી રે, કે જગમાં શું કરવું,
ચાલ ચાલવી સારી રે, કે કીર્તિ લઇ મરવું.
અભિમાન ન ધરવું રે, કે વઢવું ન કો સંગે,
વેણ ઘટતું વદવું રે, કે રહિ નિજ કુલ ઢંગે.
મુખ બોલવું સાચું રે, જાુઠું ઉરથી ત્યજવું,
નવ કાનનું કાચું રે,—થાવું, સહ સમજવું.

દુઃખ આવ્યે ન કરવું રે, પતિને ન દેવું.
કહે સ્વામી તે કરવું રે, બીજાને ના કહેવું.
વસ્ત્રભૂષણકેરો રે, કે મોહ ન કદિ ધરવો,
કરી લોભ અધેરો રે, દિવસને જતો કરવો.
સખિ પ્રાણ જતાં લગી રે, ક્રોધ ઉરથી તજવો,
મનહર કુલવતીએ રે, પતિ પ્રભુને ભજવો.

( ૯ )

આ હરિભજનવિણ સુખ ના, શુણ સાહેલી,
આ સ્વાર્થી જગતના લોક, મુવે મુકે ઠેલી.
આ દાનધર્મ જે આપણાં, શુણ સાહેલી,
તે આગળ ઉભાં થાય, વખત આવ્યે છેલ્લી,
આ માતપિતાને સગાં ઘણાં, શુણ સાહેલી,
રોશે કુટશે પણ સંગ, ન આવે ત્યજી ડેલી.
આ કાળ વિકટ જવ આવશે, શુણ સાહેલી,
તવ સાચો જગમાં કોઇ, હરિવિણ ના બેલી.
આ મતલબીઆં જે સગાં હશે, શુણ સાહેલી,
તે મનમાં દુઃખી ન થાય, જુએ નાણાંથેલી.
આ સગાં અને સ્નેહી ખરાં, શુણ સાહેલી,
તે રોશે સ્મરીને રોજ, કર મસ્તક મેલી.
ના અર્થ સરે કંઇ તેમનો, શુણ સાહેલી,
તેમ જીવનું હિત ના થાય, પીડ પડે પડેલી.
આ વૈરી જન જે આપણાં, શુણ સાહેલી,
તે થઇ રાજી મનમાંહ્ય, હસી ખાશે ખેલી.
માટે જુઠા આ સંસારમાં શુણ સહેલી,
સાચું મનહર હરિનામ, ભજ વહેલી વહેલી.

( ૧૦ )

હો સખી સમજી રહીએ સંસારમાં. ટેક.

આ ઘરકુળનો વટ પાળી રે વહીએ કદી ના વિકારમાં રે. સખી૦
આ સીધી વાટ સદા પળીએ રે, (જેમ) ફરીએ તરવારની ધારમાં રે, સ૦
ખરી વાત પરસ્પર વદીએ રે, (પણ) વઢીએ નહિ કદી ખારમાં રે. સ૦
ઘેર આવે તેને માન દઇએ રે, પડી ન સ્વપરના વિચારમાં રે, સખી૦
આ જગનું કંઇ કામ ન આવે રે, અંતે બળી જવું છારમાં રે, સખી૦
આ આશા છૂટવી નથી સહેલી રે, છોડે કો એક હજારમાં રે, સખી૦

જીવ હું ને મારૂં કરી મરતા રે, ભમતા માયાના તારમાં રે, સખી૦
ધનમદ ધરી બહુ ભટકે રે, સોનામાં ને સોનારમાં રે, સખી૦
સાચી સમજણ નથી જેને રે, તે વહે વિવિધ વ્યાપારમાં રે, સખી૦
હરિભજન ત્યજી સાચું રે, પડે નરકના દ્વારમાં રે, સખી૦
અભિમાની જીવ ઝાઝા રે, ફસી મરે અહંકારમાં રે, સખી૦
માટે સદા સન્માર્ગે રે, વહેવું રહી નિજ ભારમાં રે, સખી૦
મનહર પ્રભુ છે દયાળુ રે, નાંખે ન યમના મારમાં રે. સખી૦

(૧૧)

ઓ સહીઅર રે, પ્રભુપદ પ્રીતિ ધારો, જેથી સફલ થાય જન્મારો;
ના મહીઅર રે, સાસરીએ સુખ વારો, જે મૂળ જગતનો ધારો.

છે ભવસાગર આ ખારો રે,
એમાં નથિ કો સુખનો આરો રે,
ચોગરદમ દુઃખરૂપ ગારો રે,

નથી સારો રે આ જન્મમરણનો મારો, તમે મનમાં ખુબ વિચારો. ઓ૦
આ જગમાં રે, વિષય ભર્યા છે ખોટા, તેથી સુખ મળવાના ટોટા,
રહી વગમાં રે, (આ) જીવ જાણો પરપોટા, જે જણાય નાના મોટા.

બહુ વહોરી વહોરી વિકારો રે,
નિત્ય કરી કરીને કુવિચારો રે,
ત્યજી સુગમ ખરા ઉપચારો રે,

કાયર થઇ રે, પાડે બહુ પોકારો, કો આવી અમને તારો. ઓ૦
પણ કો નવ રે, પાપી જનને તારે, જવ દૂતો યમના મારે;
બહુ રોતાં રે, વિનવી વિનવી હારે, પણ દૂત દયા ન ધારે.

તું કરતાં કેમ ન ડરીયો રે,
ઘણી મોજ મારીને ફરીયો રે,
કદી હરિગુરુ મુખ ન ઉચ્ચરીયો રે,

મહાપાપી રે, નીવડી જગમાં નઠારો, હવે શોધે છોડવનારો. ઓ૦
આ રીતે રે, અંતે માર જ પડશે, કીધેલાં કર્મો નડશે,
અતિ પ્રીતે રે, સત્સંગતમાં ચઢશે, તો સ્વર્ગતણું સુખ જડશે.

ગુરુથી ગ્રહી ભક્તિ સાચી રે,
પતિસેવામાં નિત્ય રાચી રે,
મતિ ફેરવી કરવી ન કાચી રે,

ભજી મનહર રે, શાંતિવડે ચિત્ત ઠારો, શીદ જિતી બાજી હારો. ઓ૦

(૧૨)

સજની શુણજો રે પ્રીતે, સમવચન કહું છું આ ગીતે,
જગમાં રુડી રે રીતે, ચાલી વહીએ નિત્ય નિજ હિતે. સજની૦
પતિ પરમેશ્વર રે લહીએ, વાત હૃદયની તેને કહીએ,
દુઃખ સુખ સઘળું રે સહીએ, કહે તે રીતે સંગે વહીએ. સજની૦
ફરતાં હરતાં રે ઘરમાં, મનને હેળવીએ હરિવરમાં,
સર્પ જેમ સીધો રે દરમાં, તેમ મન સ્થાપીએ હરિહરમાં. સજની૦
સુખ નવ જોઇએરે પરમાં, અડસઠ તીર્થ ગણી નિજ નરમાં,
વૃત્તિ ન ધરવી રે જરમાં, આડું વહીએ તો ખપીએ ખરમાં. સજની૦
મોહ સઉ ટાળી રે મનમાંથી સદ્ગુરુ શોધી લઇએ જ્યાં ત્યાંથી
મેળ ન કરીએ રે મોઘાંથી, વેર ન કરીએ રંક સગાંથી, સજની૦
હળીમળી હરિગુણ રે ગાવા, ખોટા ન રચવા કાવાદાવા,
મનહર સુખને રે થાવા, સમજો રુડે માર્ગે જાવા. સજની૦

(૧૩)

હો સજ્જન માર્ગ અહોને સારો રે, શું લો પંથ વિષયનો નઠારો, હો૦ટેક
કાયા દુઃખકેરો છે કયરો રે, માંહી અંતઃકરણ છે ગારો રે,
જેમાં બીજ ઉગે છે હજારો, હો સજ્જન૦
તેમાં સુખના છોડ ઉછારો રે, દુઃખના સઉ શોધી મારો રે,
નિજ સંગી આ જીવને તારો; હો સજ્જન૦
ફરી ના'વે મનુષ્ય દેહવારો રે, ખરે ટાણે શું હિંમત હારો રે,
મતિ ઉત્તમ ઉરમાં ધારો, હો સજ્જન૦
કરો દુર્ગુણકોષ અકારો રે, નથી જેમાં કાંઇ સકારો રે,
કોણ કરી થાકે ધંટી ટંકારો, હો સજ્જન૦
સુખ આપશે શુભ, સ્રજનારો રે, પાર પામે કુમતિ ત્યજનારો રે,
દુઃખી થાય ન હરિ ભજનારો, હો સજ્જન૦
હરિ ભજી ત્યજી સઘળા વિકારો રે, શુદ્ધસત્ત્વને સ્નેહે સ્વીકારો રે,
કહે મનહર કરીને પોકારો, હો સજ્જન૦

(૧૪)

મન સઉ દુઃખનું મૂળ, જોજો, મન સઉ દુઃખનું મૂળ ટેક.
અન્યતણે શિર ટપકો દેવો, એ જ નિયમ પ્રતિકૂળ, જોજો૦
કહો કો સ્ત્રી, સુત, ગૃહ, ધન, દુઃખ દે, પણ તે સઘળું ધૂળ. જોજો૦
સૂક્ષ્મ શરીર કારણ મહાકારણ, કે દુઃખ નવ દે સ્થૂલ જોજો૦
કહે કો તો મિથ્યા શાખા થઇ દુઃખનું કારણ ભ્રમ. જોજો૦

વળી કો ગ્રહ દુઃખ દે છે કહીને, મિથ્યા મારે ફુલ્લ   જોજો૦
કહો કો શત્રુથી દુઃખ પામ્યા, એવું ન મળે મૂલ્ય   જોજો૦
વ્યર્થ કલ્પના કરી વિધવિધ ને, ઉડી જાવું જેમ તુલ.   જોજો૦
મનહર મન માયાવિણ સાચે, શમે ન ભવદુઃખશુલ્ય.   જોજો૦

(૧૫)

હરિ સાહ્ય વિના જગમાંહ્ય, નથી કંઇ સુખ થાતું,
પ્રભુ કૃપા કરે પળમાંહ્ય, દેખીએ દુઃખ જાતું.   ટેક.
આ કાચી કાયા કરી કર્તાએ, જીવને દુઃખ સઉ દીધાં રે,
ભય મૃત્યુનો શિરપર રાખી, સુખ સર્વે હરી લીધાં.   નથી કંઇ૦
સ્ત્રી ધન સુત ઘરઆદિ વૈભવ, નજરસમીપ જણાય રે,
પણ તેથી રજ સુખ ન જણાતું, અંતર જીવ તણાય.   નથી કંઇ૦
વન નગરે પર્વતની કુખે, કે પાતાળે જઇએ રે,
પણ કો સ્થળ આ કાળ ન ટાળે, લહિ મનમાં ગભરાઇએ, નથી કંઇ૦
માટે જયાં ત્યાં હરિ ભજી રહેવું, એ જ શિખામણ સાચી રે,
મનહર પ્રભુ કરુણા ન કરે ત્યાં,—લગિ યુક્તિ સઉ કાચી નથી કંઇ૦

(૧૬)

સખી સદ્ગુરુની શીખ શ્રવણે ધરો જો.
નીતિભક્તિ ધારી જન્મ આ સફળ કરો જો,   સખી૦
ત્યજી વેર જગે હળી મળી ચલીએ જો,
આપ આપણાં સુખોમાં સઉ મ્હાલીએ જો,
સાચો ભક્તિકેરો માર્ગ સુખદ ઝલીએ જો,   સખી૦
અસત્ વેણ નવ મુખથકી ઉચ્ચારીએ જો,
મનને પાપથકી રાત્રિદિવસ વારીએ જો,
સકળ સદ્ગુણોને હૃદયવિષે ધારીએ જો,   સખી૦
સખી કોઇ ઉપર ક્રોધ નવ કીજીએ જો,
ભૂલ કરે તેને શીખક્ષમા દીજીએ જો,
ત્યજી લોભ, મોહ, શાંતિરસ પીજીએ જો,   સખી૦
જેમ માર્જનથી ઘરને નિત્ય વાળીએ જો,
જેમ ચાળણીથી લોટ સદા ચળીએ જો,
તેમ હરિભજનથી હૃદયમળ ટાળીએ જો,   સખી૦
જેમ દિવસપ્રતિ જળને આપણ ગાળીએ જો,
દુરાચરણથી પ્રજાને જેમ ખાળીએ જો,
તેમ દેહ ગાળી મનને પવિત્રે પાળીએ જો,

(૧૭)

આ જગ સુખનો ભંડાર, જોજો જ્ઞાનીને,
છે જગ દુઃખનો ભંડાર, મૂર્ખ અભિમાનીને.
આ જે જન જગ મિથ્યા જાણે છે, તેને ન હર્ષ ન શોક રે,
જેણે દગ્ધ કરી વાસના જ્ઞાને, તેને ન ઇહપરલોક; જોજો જ્ઞાનીને.
આ પદાર્થકેરું ભાન યથાવત્, જેને અંતર આવ્યું રે,
તત્ત્વસ્વરૂપ જેમનું તેમ જાણ્યું, તેને સુખ સઉ આવ્યું; જોજો૦
સઘળે એક સ્વરૂપ અનુભવતાં, છૂટ્યા રાગદ્વેષ રે,
પરમાનંદ અનુભવે આવી, શમી ગયા સઉ ક્લેશ; જોજો૦
આ જગ સાચાસમ જાણીને, મોહ કરી જે ફૂરીયા રે,
તે સઉ અંધ કૂપમાં જોજો, દીપ ધરી કર ધરીયા; મૂર્ખ અભિમાનીને.
આ મારું તારું કરિ કરિ વિષયે, સ્ત્રીસુતગૃહમાં મોહ્યા રે,
તે અંતે દુઃખ અતિ પામીને, હૃદય ભરીને રોયા; મૂર્ખ૦
આ જગ જગપતિનું સ્વરૂપ ન જાણ્યું, નિશદિન વિષયે મ્હાલ્યા રે,
યમદૂતે તે હરિવિમુખને, નરકવિષે લઇ ઘાલ્યા; મૂર્ખ૦
માટે સજ્જન ચેતી ચાલે, સન્માર્ગે ધરી પ્રેમ રે,
મનહર પ્રભુ દુઃખથી છોડાવી, સુખ ન આપે કેમ; જોજો૦

(૧૮)

આ જગમાં નથી કંઇ સાર રે, શુણજો હો શાણા,
જીવ મોહે ખાતા માર રે, શુણજો હો શાણા. ટેક.
જેનાં પુણ્ય પ્રબળ પ્રકટીને, દે સન્મતિ ને સુખ,
તેજ જગતમાં જન્મ્યા જાણો, અન્યનાં મિથ્યા મુખ રે; શુણજો૦
સ્વભાવકર્મતણે વશ વહેતો, જીવ સુસંગ ન ચ્હાય,
નિજ પુરુષાર્થબળે વહેતા તે, સુમતિ ગ્રહી સુખી થાય રે; શુણજો૦
કેવળ કર્મતણે વશ જીવ આ, જાતે મતિના મંદ,
તે દુર્ભાગી સુફળ નવ પામી, ફસતા દુઃખને ફંદ રે; શુણજો૦
સદ્ગુરુશાસ્ત્રવડે શુભ જાણી, પ્રેમે સાધે પ્રયત્ન,
ક્રમથી વધતાં ધૈર્ય ત્યજે ના, લે તે મુક્તિરૂપ રત્ન રે; શુણજો૦
ઘટતાં કર્મ કરી વ્યવહારે, પાળો શુદ્ધ સ્વધર્મ,
સિદ્ધ કરે વ્યવહારમોક્ષને, સમજો તે શુભ મર્મ રે; શુણજો૦
અજ્ઞાને જગ ત્યજી ભાગો ના, મિથ્યા ન ધારો વેષ,
મનહર પ્રભુપદમાં શમી પ્રેમે, ટાળો સઘળા ક્લેશ રે- શુણજો૦

૧૩૨૩૬

(૧૯)

સખિ ! સદ્ગુણો સજીને જગે શોભવું જો,
નીચ સંગતિમાં કદી નવ ચોભવું જો; સખી૦
દિવસ ઉગતાં ઉઠી નિશ્ચય ઉર ધારવો જો,
કોને કઠિન શબ્દ કદી નહિ ઉચ્ચારવો જો; સખી૦
કોનું મનથી પણ અનિષ્ટ નવ ઇચ્છવું જો,
ઇષ્ટ આપણું શા કર્મથી તે પીછવું જો; સખી૦
અશુભ કર્મ ઓળખીને સઘ ત્યાગવાં જો,
શુભ કર્મ અને સુમતિ સદા માગવાં જો, સખી૦
આજ્ઞા વડિલની સદાય શિરે ધારવી જો,
અભિમાનતણી વૃત્તિ કળે મારવી જો; સખી૦
હરિગુરુસ્મરણ કરતાં પતિ સેવીએ જો,
મનહર પ્રભુ રીઝે વહીએ મતિ તેવીએ જો; સખી૦

(૨૦)

હે જગપાલક ! વિઘ્નવિનાશક ! દીન જનોના દાતા રે,
દોષનિવારક ! ષડ્રિપુમારક ! ભક્ત જનોના ત્રાતા રે; હે જગ૦
શરણાગતના સંકટ ટાળી, દો છો સુખ અવિનાશ રે,
શુણી એ, ચરણસમીપ ધસું હું, દેજો સુખદ પ્રકાશ રે; હે જગ૦
અધમ અધમપણું ત્યજીને ઝાઝા, ચરણે આવી વસીયા રે,
જાણી કરુણાસાગર પ્રભુને, પુણ્યપ્રતાપે ધસીયા રે; હે જગ૦
અસંખ્ય જીવ પ્રભુઅભિમુખ થઇ, દુઃખસાગરને તરીયા રે,
વિનવી વિનયથી વારંવાર નમી, જય જય શબ્દ ઉચ્ચરીયા રે; હે જગ૦
અભક્ત છું તદપિ પ્રભુપદની, ઇચ્છા નિશદીન રાખું રે,
વિશ્વેશ્વર કર ધરી ઠારો તો, અજરામર રસ ચાખું રે; હે જગ૦
દોષકોષસમ હું છું સ્વામિ ! પણ મતિ ચરણે આવે રે,
મનહર પ્રભુ કહું નમન કરીને, રહેજો હૃદયમાં ભાવે રે; હે જગ૦

(૨૧)

હાં રે સખી સારી શીખામણ લીજીએ.
હાં રે દેખી દુર્ગુણીને મનમાં અતિ બ્હીજીએ, હારે સખી૦
સુસંગતિથી સદ્ગુણ આવે, જેથી કલ્યાણ નિજ કીજીએ રે; સખી૦
આ લોકમાં યશકીર્તિ મેળવી, અંતે મુક્તિ પામી રીઝીએ રે; સખી૦
કુસંગતિથી ક્રોધ વધે ને, મિથ્યા અરસપર ખીજીએ રે; સખી૦
લોભ વધે ને કૃપણતા આવે, મોહવારિથી સદા ભીજીએ રે; સખી૦

સદ્‌ગુણ આવ્યે પાપ ટળે સઉ, દાન સુપાત્રને દીજીએ રે; સખી૦
અંતરે શુદ્ધ થતાં મન સ્થિર કરી, પ્રેમે પ્રભુભક્તિરસ પીજીએ રે; સખી૦
દુર્ગુણ ધારી વ્યર્થ ભવસાગરમાં, તરવાની આશે કર ચીંધીએ રે; સખી૦
મનહર પ્રભુને શરણ થયાવિણ, જાશે આ જીવ ગતિ ત્રીજીએ રે; સખી૦

(૨૨)

સખિ કહું છું હિતની વાત, શુણજો હેત ધરી,
જેથી સુખ આવે સાક્ષાત્, દુઃખને દૂર કરી. ટેક.
પ્રથમે જગત્માં યશ મેળવવા, સદ્‌ગુણ સઘળા સજવા રે,
અપકીર્તિ દેનારા સઘળા, અવગુણ ઉરથી ત્યજવા; શુણજો૦
આદિ કુળજાતિકેરું શુભ કરવા ઉદ્યમ ધારો રે,
પછી નિજ નગરનિવાસી દેશી, એમ ક્રમે કરી તારો શુણજો૦
અવિચારે આ જગ સુખી કરવા, મિથ્યા શ્રમ નવ કરશો રે,
અવરતણાં દુઃખ કેમ હરાશે, જવ લગી નિજ નવ હરશો; શુણજો૦
સઉનાં સુખનું સ્વરૂપ વિચારો, શોધો સુખદ ઉપાય રે,
વળતાં યત્ન કરો યુક્તિથી, તો સુખ સઉ સધાય, શુણજો૦
ધાડ પડી સુણી વિકળ થઇને, મૂઢ જન વ્હારે ધાય રે,
શસ્ત્ર નથી કર, નથી કળ ઉરમાં, કહો રિપુ કેમ મરાય; શુણજો૦
માટે નિજપરહિત કરનારે, જોઇએ જે જે કરવું રે,
મનહર પ્રભુ તે કીધા વિણ તો, ધાર્તા અજય લઈ મરવું; શુણજો૦

(૨૩)

આ જગત્માં નીતિધર્મે ચલાય, અંતે તે નવ દુઃખથી ગભરાય. ટેક.
માતપિતાને પ્રથમ સેવે, પછી ધરે ભક્તિ હૃદય દેવે,
ઇચ્છિત ફળ તેનાથીજ પમાય, અંતે તે નવ૦
સત્ય વચન વદતાં રીતે, વહે જગે કુલીન કુળની રીતે,
ત્રિભુવને યશકીર્તિજ છવાય; અંતે તે નવ૦
દુઃખ દેઇ પરને ન સુખી થાતા, દુઃખી ન મને સુખ સઉ વહી જાતાં,
સુગુણ ધારી સત્સંગતિ જ ધરાય; અંતે તે નવ૦
પાપે પરધન નવ ઇચ્છે, નિજસમ સુખ સઉને પ્રીછે,
કેવળ સ્વાર્થી કદી ન થવાય; અંતે તે નવ૦
પરનિંદા ન કરે વદને, કદી નવ ધારે વિવિધ મદને,
ત્યજી અભિમાન સદૈવ રહાય; અંતે તે નવ૦
કરી શુભ સઉનું રહે રાજી, રાગદ્વેષે મિથ્યા ન કહે હા જી,
તેને સઉ મિત્રસમાન જણાય; અંતે તે નવ૦
હું મરું કરીને ન દુઃખ પામે, રહે શાંત વહે ન ક્રોધે કામે,
મનહર પ્રભુપદમાં પ્રેમે સમાય; અંતે તે નવ૦

(૨૪)

જય જય અંબે માત, દર્શન દેજોરે.
ભય શોક દુઃખ સંતાપ, સઉ હરી લેજોરે,
હે જગજનની આ બાળકેરાં, દુઃખ સદા શું ન જાણો રે,
ભયમાં શિશુને જોઇ સદા, ના કેમ દાઝ આણો, દર્શન૦ ૧
જય જય જગજીવધારક શક્તિ, કરુણાદષ્ટે જોજે રે,
આ ઘર ઘર આનંદમંગળ કરીને આધિ વ્યાધિ ધોજો, દર્શન૦ ૨
આ મોહપાશમાં પડી પોકારે, આપવિના કોણ છોડે રે,
આણી દયા ને સંકટ મોડો, (જેમ) જનની સુતનાં મોડે, દર્શન૦ ૩
નથી શુણીયું મા આ સંસારે, માવિણ બાળ ઉછરીયાં રે,
માટે નિશદિન કર ધરી મસ્તક, દો વર 'કારજ સરીયાં' દર્શન૦ ૪
આ કાલી ઘેલી સુતની વાણી, શુણી મા હરખે પ્રેમે રે,
તેમ હરખે શરણાગત ઠારો, પ્રકટ થઇને રહેમે, દર્શન૦ ૫
દુર્ગુણના દરિયાસરખા પણ, બાળક છઉં અમો મા ૧ રે
દાસપણું લઇ જગમાં ખેલું, ઉદરનિમિત્ત દિનરાત, દર્શન૦ ૬
નવ જોગો અપરાધ જનેતા, જ્યાં ત્યાં રાખો લાજ રે,
આપ બળે બોલું વચનો તે, નિજ લહી કરજો કાજ, દર્શન૦ ૭

(૨૫)

સ્મરીએ પ્રભુપદ રે પ્રેમથી જેથી જન્મમરણદુઃખ જાય,
કલેશ શમે આ રે જીવના, યશ આ જગમાં જ્યાં ત્યાં ગવાય, સ્મરીએ૦
મનને મારી રે વિવેકથી, જાણી સારરહિત સંસાર,
રહી વ્યવહારે રે નેકથી ગુરુભક્તિ ગ્રહી જાવું પાર; સ્મરીએ૦
કુમતિ ત્યજવા રે હોંસથી, ધરીએ ધર્મનીતિ સુવિચાર,
સત્સંગતિને રે સેવીએ, થાવા શુદ્ધ ત્યજીને વિકાર; સ્મરીએ૦
હું ને મારું રે શું, જગે શું છે સઉ આ દશ્ય પદાર્થ,
એ સઉ સમજી રે વિરામવા, સહજે સાધિ સદા પરમાર્થ; સ્મરીએ૦
અંતર શોધ્યે રે સાંપડે, બાહિર્ ભટકયે કષ્ટ અનેક,
ભયભ્રમ જ્યાં ત્યાં રે ભાસતાં,(માટે) મનહર પ્રભુ ભજ ત્યજીને ટેક; સ્મરી૦

(૨૬)

જન્મ ધરીને જગમાં આવી કરવું શું એ વિચરો જી,
સાર શું છે, શું મેળવવું છે, એજ સદા ઉર ધારો; કુળને તારો જી
સ્ત્રીના ધર્મ શું છે ને વળી આ પુરુષતણા શા ધર્મ જી,
શાથી કલેશ દીસે આ, તેને,—નાશક છે કોણ કર્મ; સમજી ઉર ઠરો જી
શા શા દોષ હૃદયના જીવને, અધોગતિએ લઇ જાતા જી,
શા શા ગુણ સાધીને જીવ આ, જીવન્મુક્ત ગણાતા; સમજી ઉર૦

દ્વેષ હણીને સદ્‌ગુણ ધારી, ઉંચા પદમાં આવો જી,
નિંદ્ય સકળ વ્યવહાર શમાવી, લે પ્રભુપદ સુખલ્હાવો; કુળને તારો જી.
નીચ ઉચ્ચ જાતિનાં જન્મો, લખ ચોરાશી આ ભમતા જી,
ભ્રમણચક્ર તે ટળવા અર્થે, સહુ ગ્રહો ઉર સમતા કુળને૦
મિથ્યા આશા ત્યજીને, ધર્મે-કુળવ્યવહાર ચલાવો જી,
યોગ્ય વિચારે વર્તતાં વર્તતાં, જ્ઞાન થયે જય પાવો; સમજી
નીતિ ધર્મના મર્મ સમજીને, સદ્‌ગુરુથી કળ લેજો જી,
મનહર પ્રભુપદ અંતે પામી, સ્વરૂપાનંદે રહેજો; કુળને

(૨૭)

હે જગત્પતિ દીનનાથ, વિનતિ ઉર ધરજો રે,
આપી અધમ જીવને સુસાથ, સદા શુભ કરજો રે.
આપી ઉચ્ચ મતિ જગદીશ, હૃદયમળ હરજો રે,
જ્યાં જ્યાં વૃત્તિ વહે ધરી શિશ, ત્યાં ત્યાં આપ ઠરજો રે.
આ પ્રભુ સકળ વ્યવહાર, સુગમ તો સધાવો રે,
નવ નિરખી અવર આધાર, હરિપદ કરું દાવો રે.
જે વિધિ યશ જગમાં ગવાય, તે વિધિએ પ્રેરો રે,
અંતે આપ પદે જ અવાય, તે વિધિ મન ઘેરો રે.
આ અવસર રુડો વ્યર્થ જાય, થવા ન એવું દેજો રે,
મનહર પ્રભુ ધ્રુવપદમાંહ્ય, ગ્રહી બાંહ્ય લેજો રે,

(૨૮)

સખી સાંભળજો મુજ વાતરે, સઉના હિતની છે,
થાય જગના પતિ રળિયાત રે, એવી રીતની છે. ૧
સઉ ઉઠી સવારના પો'રરે, સાચું બોલીને,
કરવું પતિપ્રભુનું ધ્યાન રે, મનને તોળીને. ૨
સખી કરવાં આ ઘરનાં કામ રે, આળસ છાંડીને,
નવ વઢવું કોઇની સાથ રે, મુખડું માંડીને. ૩
કરો ઝીણા દળીને લોટ રે, રોટલી ઝીણીને,
કરો સુંદર દાળ ને ભાત રે, કાંકરા વીણીને. ૪
કરો વિધવિધ જાતનાં શાક રે, રુડાં સમારીને,
નાંખો હીંગ મરચાં ને તેલ કે ઘીમાં વધારીને. ૫
સખી પછી રુડાં પકવાન રે, પતિને જમાડો,
થાય લોકમાં ઝંઝા વખાણ રે, જામશે જશ ધાડો. ૬
સખી એવાં એવાં શુભ કામ રે, સઘળાં સાધીને,
વળતાં કરવું નિજ કલ્યાણ રે, હરિ આરાધીને. ૭
ખરો દુઃશાસનનો નાથ રે, મુક્તિ આપે છે,
ભજતાને ભજે ભગવાન રે, દુઃખડાં કાપે છે. ૮

(૨૯)

( તત્ત્વતણું દઢ ચિંતને, એ લય. )

હાલતાં ચાલતાં કીજીએ, કંઇ સહુ સાથે સુખની વાત રે,
દઇએ, સુખને સદૈવ વધાવી.
નિજગૃહને સુખે છાઇએ, છાઇએ સુખે સંસાર,
આપણો ને બીજા સર્વનો, કરી સુખમય આ અવતાર રે; દઇએ૦
માન્યા જેવી વાત આ, ભલે ન લાગતી હોય,
સુખ સુખ સુખને સુખતણી વાતો કરજો તોય;
દુ:ખનાં રડગાણાં સદા, ગાયે ઘણાએ લોક,
સુખતણો સુસ્વર કાઢતા, એવા વિરલા જન પુણ્યશ્લોક રે; દઇએ૦
જે જે ક્ષણ આવ્યા કરે, વાતનો અવસર સેંજ,
બલપૂર્વક શ્રદ્ધા ભરી, સુખની એની એજ,—
વાતો કર્યા કરજો અને, મનથી પણ માનો એજ,
કલ્પનામાં (જે) રચે સુખસ્થિતિ, પામે પ્રકટ તે જન સુખને રે; દઇએ૦
આજે તમને લાગતું, સો ગાઉ નો સુખ દૂર,
પણ તે છેટું ભાગતું, સુખ સ્મરીએ જવ ઉર,
સુખભરી વાણી બોલીએ, સુખમયી ભાવિની વાત,—
કરતાં જીવનને કીજીએ, આજ સુખસ્વરૂપ સાક્ષાત રે; દઇએ૦

(૩૦)

( અમને લાગી સ્વરૂપ શું તાળી, એ લય. )

જયજય અગમરૂપ અવિનાશી,
જ્યાં ત્યાં આપજ રહ્યા પ્રકાશી; જય૦
આપને અંતર્ બહિર્ નિરખીએ, તો શીદ જઇએ કાશી,
ઘર બેઠે જ્યાં પ્રાપ્ત રહો ત્યાં, થાવું શીદ પ્રવાસી; જય૦
મૂર્ધ શિખરપર આપને જોઇએ, (તો) શીદ થવું ગિરિનિવાસી;
હૈમગુહામાં શું છે ? આપ તો હૃદયગુહાના વાસી; જય૦
આ જ સ્થિતિમાં પ્રાપ્ત જ હો ત્યાં, થઇએ શીદ સંન્યાસી;
સહજ સ્વભાવે પ્રકટ રહો ત્યાં, થવું શીદ યોગાભ્યાસી; જય૦
ખુલ્લાં નેત્રે જણાઓ ત્યાં શીદ, શોધીએ નેત્રો વાસી,
અંધ બની મતિમંદ થઈ કાં, કરાવીએ જગ હાંસી; જય૦
પથ્થરના દેવળમાં છો એમ શીદને લઇએ ફાંસી,
દેહદેવળે સુસ્પષ્ટ જ છો, જો કે વિશ્વવિલાસી; જય૦
હે નરહરિગુરુ ! અમે જ કેવલ, આપકૃપાભિલાષી,
અમિત કૃપાવૃષ્ટિ કરજો નિજ, હૃદયાકાશ વિકાસી; જય૦